એનો અર્થ પણ સ્પષ્ટ થઈ ગયો કે, જો કે અવાજ કાઢીને ઝિક્ર કરવાની મનાઈ નથી પરંતુ આવશ્યકતાથી વધારે અવાજ ઊંચો ન કરે, વળી એટલો ઊંચો ન કરે જેમાં ખુશૂઅ્–ખુઝૂઅ્ અને લાચારી તથા ડરનો પ્રભાવ સમાપ્ત થઈ જાય.

અંતિમ આયતમાં ઝિક્ર અને તિલાવતના સમય બતાવ્યા છે. સવારે અને સાંજે ઝિક્ર અને તિલાવત થવી જોઈએ, તેનો અર્થ એ પણ છે કે ઓછામાં ઓછું દિવસમાં બે વખતે સવારે અને સાંજે અલ્લાહના ઝિક્રમાં પ્રવૃત્ત થવું જોઈએ અને એ પણ હોઈ શકે છે કે, સવાર–સાંજ કહેવાનો અર્થ સંપૂર્ણ રાત અને દિવસના કોઈપણ સમયમાં હોય જેમકે પૂર્વ–પશ્ચિમ બોલીને સમગ્ર દુનિયા અર્થ તરીકે લેવામાં આવે છે. એવા સ્વરૂપમાં આયતનો અર્થ એવો થશે કે મનુષ્ય ઉપર આવશ્યક છે કે હંમેશા દરેક પરિસ્થિતિમાં ઝિક્ર અને તિલાવતનો પાબંદ રહે. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, "રસૂલુલ્લાહ ﷺ દરેક સમયે દરેક પરિસ્થિતિમાં અલ્લાહની યાદમાં મશગૂલ રહેતા હતા."

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَلَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ એટલે કે, અલ્લાહની યાદ છોડીને ગાફેલ રહેનાર લોકોમાં સામેલ ન થાઓ, કારણ કે એ ઘણું મોટું નુકસાન છે.

બીજી આયતમાં લોકોને શિખામણ અને બોધપાઠ માટે અલ્લાહના દરબારમાં નિકટતા પ્રાપ્ત કરી ચૂકેલાઓની એક વિશિષ્ટ પરિસ્થિતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જે લોકો અલ્લાહ તઆલાની નિકટ છે તેઓ તેની ઈબાદતથી અભિમાન નથી કરતા. અલ્લાહ તઆલાની નિકટ હોવાનો અર્થ અલ્લાહ તઆલાના સ્વીકાર્ય બંદાઓ હોવાનો છે, જેમાં બધા જ ફરિશ્તા અને બધા જ અંબિયા (અલૈ.) તથા ઉમ્મતના નેક લોકો સામેલ છે અને અભિમાન કરવાનો અર્થ એ છે કે, પોતાની જાતને મોટો વ્યક્તિ સમજી તેની ઈબાદતોમાં ત્રુટી કે ઉણપ નથી રાખતા, બલકે પોતાને લાચાર અને મોહતાજ સમજીને હંમેશા અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતમાં પ્રવૃત્ત રહી તસ્બીહ પઢ્યા કરે છે અને અલ્લાહ તઆલાને સિજદહ કરતા રહે છે.

એનાથી એ પણ જાણ થઈ કે, જે લોકોને કાયમી ઈબાદત અને અલ્લાહ તઆલાને યાદ કરવાની તવફીક મળે છે તો તે એ બાબતની નિશાની છે કે તેઓ

દરેક સમયે અલ્લાહ તઆલાની નિકટ છે, અલ્લાહ તઆલાની નિકટતા તેમને પ્રાપ્ત થયેલ છે.

**સિજ્દહની અમુક ફઝીલતો અને હુકમો :**

અત્રે નમાઝની ઈબાદતમાંથી ફક્ત સિજ્દહનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે, નમાઝની બધી શારીરિક ક્રિયાઓમાં સિજ્દહને એક ખાસ ફઝીલત અને શ્રેષ્ઠતા પ્રાપ્ત થયેલ છે.

સહીહ મુસ્લિમમાં છે કે, "એક વ્યક્તિએ હઝરત ષવબાન (રદિ.)ને કહ્યું કે, મને કોઈ એવો અમલ બતાવો જેના કારણે હું જન્નતમાં જઈ શકું. હઝરત ષવબાન (રદિ.) મૌન રહ્યા, તેણે ફરી સવાલ કર્યો. બીજી વાર પણ મૌન રહ્યા, જ્યારે ત્રીજા વખતે આ પ્રશ્નનું પુનરાવર્તન કર્યું તો તેમણે કહ્યું કે, મેં આ જ પ્રશ્ન રસૂલુલ્લાહ ﷺને કર્યો હતો તો આપ ﷺએ મને એ વસિય્યત કરી કે, વધુ પ્રમાણમાં સિજદહ કર્યા કરો, કારણ કે જ્યારે તમે એક સિજ્દહ કરો છો તો તેના કારણે અલ્લાહ તઆલા તમારો એક દરજ્જો (કક્ષા) વધારી આપે છે અને એક ગુનોહ મા'ફ ફરમાવે છે. આ વ્યક્તિ કહે છે કે, હઝરત ષવબાન (રદિ.) પછી હું હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ને મળ્યો તો તેમને પણ આ જ સવાલ કર્યો, તેમણે પણ આ જ જવાબ આપ્યો."

સહીહ મુસ્લિમની રિવાયતમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા નકલ થયું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, બંદો પોતાના પરવરદિગારની સાથે સૌથી વધારે નિકટ તે સમયે હોય છે જ્યારે બંદો સિજ્દહમાં હોય છે. એટલા માટે તમે સિજ્દહની હાલતમાં ખૂબ દુઆ કર્યા કરો કે તે દુઆ કબૂલ થવાની વધારે આશા છે.

યાદ રાખો કે, એકલા સિજ્દહની કોઈ ઈબાદત પ્રચલિત નથી, એટલા માટે ઈમામે આ'ઝમ (રહ.)ના મતે મોટા ભાગે સિજ્દહનો અર્થ એ છે કે, વધુ પ્રમાણમાં નફલ નમાઝો પઢયા કરો, જેટલી નફલ વધારે હશે તેટલા સિજ્દહ વધારે થશે.

પરંતુ જો કોઈ વ્યક્તિ એકલો સિજદહ જ કરીને દુઆ કરે તો તેમાં પણ કોઈ વાંધો નથી અને સિજ્દહમાં દુઆ કરવાની સૂચના અને માર્ગદર્શન નફલ નમાઝો માટે ખાસ છે ફરજ નમાઝો માટે નથી.

સૂરએ અઅ્રાફ પૂર્ણ થઈ, તેની અંતિમ આયત "આયતે સિજદહ" છે. સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયેલ છે કે, જ્યારે કોઈ આદમનો પુત્ર (માનવી) કોઈ સિજ્દહની આયત પઢે છે અને પછી સિજ્દહ–એ–તિલાવત કરે છે તો શયતાન રડતો–રડતો નાસે છે અને કહે છે કે, હાય અફસોસ ! માનવીને સિજ્દહ કરવાનો હુકમ મળ્યો અને તેણે તેનો અમલ કરી લીધો તો તેનું ઠેકાણું જન્નત થયું અને મને સિજ્દહ કરવાનો હુકમ થયો તો મેં નાફરમાની કરી તેથી મારું ઠેકાણું જહન્નમ થયું.

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ અઅ્રાફ પૂરી થઈ.

---

તારીખ : ૧૪ જૂન ૨૦૦૯ બ મુતાબિક ૨૦ રબીઉલ આખર ૧૪૩૦

મૂળ લેખક : હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી



અલ્હમ્દુલિલ્લાહ !

ચોથી જિલ્દ (ભાગ–૪)

સમાપ્ત